૫૯૩

ઉપદેશમાળા ભાગ ૩ જો.

ગુણવંતીને ગાવાની

# ગરબાવળી.

ભાગ ૧ લો.

પ્રસિદ્ધ કર્ત્તા

શાહ. લલ્લુ વલ્લભ ધોલેરાવાળા.



અમદાવાદ

"યુનિયન" મુદ્રાલયમાં મુદ્રિત કરાવી.

સંવત ૧૯૫૦. સને ૧૮૯૪.

પ્રસિદ્ધ કર્ત્તાએ સર્વ હક્ક પોતાને સ્વાધીન રાખેલો છે.

કિમ્મત બે આના.

# ગુણવંતીને ગાવાની ગરબાવળી.

## માબાપની આજ્ઞા પાળવા વિષે ગરબી.

પાળવી પાળવી પાળવીરે, એની આજ્ઞા માબાપની પાળવી,
દુરમતી દુરનિત્ય ટાળવીરે, એની આજ્ઞા માબાપની પાળવી,
ધ્યાન ધારી શીખ તેની સાંભળવી, એ પછી ઊરમાં ઊતારવીરે; એની.
આડું ન થાવું એની આજ્ઞાથી, લેશ નહીં ઉરથી ઉથાપવીરે; એની.
સોંપેલું કામ શૂભ રીતે બજાવી, લેશ ન વાર લગાડવીરે; એની.
આખી ઉમરનો આધાર એપર, તે શીખ ઉરથી ન ટાળવીરે; એની.
સારૂં થવાની શીખામણ સુણીને, ચિત્તમાં નિત્ય ચોટાડવીરે; એની.
કડવી શિક્ષા સદા માતા પિતાની, મીઠી મનેથી લગાડવીરે; એની.
ઉલંઘવી નહીં આજ્ઞા એવણુની, બા'દુર થઇને બજાવવીરે; એની.
એથી અપાર માન મળશે મનુષ્યમાં, વિજયની માળ ઉર ધારવીરે; એની.
મા બાપ રાજી થાય તે રીતે, તે રીત ધ્યાનમાં ધારવીરે; એની.
કડવું કથન કદી તેને ન કહેવું, સારી વાણી સંભળાવવીરે; એની.
સામું ન વદવું વેણુ નફ્ટ થઈ, આધિન વૃત્તિ ઉર આણુવીરે; એની.
માત પિતાના પવિત્ર ચરણુમાં, તાબેદારીતો બજાવવીરે; એની.
એવો નિયમ હરનીશ રાખીને, લલ્લુ લાયક શીખ ધારવીરે; એની.

## વિદ્યાના ફાયદા વિષે ગરબી.

### "અચકો મચકો કારેલી" એ રાગ.

આ સાધન સુખનું વિદ્યા જાણો, જગમાં જનને મોટું એન;
ભાવ સહીત વિદ્યા ભણુવી૦ ટેક.
વિદ્યા વિણુ જનમાં માન મળે નહીં, વિદ્યા વિણુ સુખ ખોટું એન; ભાવ૦

આ અંગ ઉમંગ હમેશ ધરીને, ભણતર ભાવે ભણવું બેન; ભાવ૦
આ જીવીત સફળ કરો ભણતરથી, મહેનતથી નવ કરવું બેન; ભાવ૦
સદગુણ સઘળા આવે વિદ્યાથી, દુરગુણ નાશી જાશે બેન; ભાવ૦
અણસમજણ મટશે અંગેથી, સદગુણનો સૂર્ય પ્રકાશે બેન; ભાવ૦
આ વિવેક અતી વધશે વિદ્યાથી, હુંપદ ટળશે ખોટી બેન; ભાવ૦
સફળ થશે ભવ આ ભણતરથી, વળી કિર્તિ વધશે મોટી બેન; ભાવ૦
વિદ્યા ધન ગણવું સહુથી મોટું, જેનો નાશ ન થાશે બેન; ભાવ૦
લુંટારાથી નવ જરી લુંટાશે, ચોરથી નવ ચોરાશે બેન; ભાવ૦
દંડાશે નહિ કદિ તે નૃપતિથી, ભાંડુ ભાગ ન માગે બેન; ભાવ૦
પાવક કે પાણીનો પૃથ્વીમાં, જેને સ્પર્શ ન લાગે બેન; ભાવ૦
વિદ્યા કોષ કદી નવ ખૂટે, વાપરતાં અતી વધશે બેન; ભાવ૦
આ વિદ્યા ખરો ખજાનો જાણો, તે કદીયે નવ ઘટશે બેન; ભાવ૦
વિદ્યાવિણ જનનું વસુધામાં, જિવતર ફોગટ જાણો બેન; ભાવ૦
આ અભણ ઊપર અવનિમાં બેની, વ્હાલ કદી નવ આણો બેન; ભાવ૦
માત પીતા શત્રુસમ જાણો, ભાવથી જો ન ભણાવે બેન; ભાવ૦
તો સંતતી ને કદીયે સૃષ્ટિમાં, સુખનો દીન નવ આવે બેન; ભાવ૦
આ લાભ અધીક વિદ્યામાં લેખી, ભણતર ચિત્તમાં ઘાલો બેન; ભાવ૦
લલ્લુની વિનંતી ચિત્તે ધારી, ચટ્ટ નિશાળે ચાલો બેન; ભાવ૦

## વહેમ તજવા વિષે ગરબી.

### "લાલ પ્યારીનો સાહીબોરે" એ રાગ.

વહેમ તજોને વહેલાં વ્હાલથીરે, જાણી સઘળું તૂતેતૂત હો બેન;
એમાંનું એકે સાચું નથીરે, જાણો જુઠું જગમાં ભૂત હો બેન. વહેમ૦
ભૂત નથી સાચા ભૂમંડળેરે, સરજાવ્યા નથી સરજનહાર હો બેન;
જેને ભાન નહીં નીજ દેહનુંરે, તેને ભૂત મળે સંસાર હો બેન. વહેમ૦

એ વિણ બીજું ભૂત નથી જગેરે, ભ્રમના જાણો ભૂત સમાન હો બેન;
ભ્રમના ભાગેછે વિદ્યા વડેરે, જ્યારે આવે અંતર જ્ઞાન હો બેન. વહેમ૦
મંત્રો ખોટા મહીમાં માનજ્યોરે, એથી લાભ જરા નવ થાય હો બેન;
ધૂત્તાએ ધૂત્તી ખાવા જગેરે, શોધી કાંઢ્યાછે ઉપાય હો બેન. વહેમ૦
માંદુ પડેલું હોય મનુષ્ય જેરે, તેને ઔષધથી સુખ થાય હો બેન;
મંત્રે સુખ ન થાય મનુષ્યનેરે, મંત્રે માંદુ તો મરી જાય હો બેન. વહેમ૦
જોતિષ ખોટું જગમાં જાણજ્યોરે, ઠગને ઠગવાના ઉપાય હો બેન;
ગ્રહ કયમ ગગનેથી આવી નડેરે, જોતાં જૂઠું તેજ જણાય હો બેન. વહેમ૦
અનુમાને એકાદ ખરૂં પડેરે, તેને સાચું કેમ મનાય હો બેન;
તેનાપર વિશ્વાસ ન રાખવોરે, જાણો તેને જૂઠું સદાય હો બેન. વહેમ૦
ચોટ નજર પણ જૂઠાં જાણવારે, તેમાં સાચું નહિ લગાર;
નિયમ નિયંતાનો એવો જગેરે, માંદુ મનુષ્ય પડે કો વાર હો બેન. વહેમ૦
એને ઔષધ કરવું ચોંપથીરે, એ વિણ અન્ય નહિ ઉપાય હો બેન;
નજર પડે જેની મનુષ્યોપરેરે, તેને ઘેર ન જીવે કોય હો બેન. વહેમ૦
વ્હાલા થકિ વિચારો અંતરેરે, નજરથી એવું કદી નવ થાય હો બેન;
માટે ચોટ નજર જૂઠ જાણજ્યોરે, સાચું તેમાં નહીં જરાય હો બેન. વહેમ૦
ટાઢુ ખાવું નહીં શીળ સાતમેરે, તેથી રોગ શરિરમાં થાય હો બેન;
આબોટે નવ શીતળા આગમાંરે, એતો ખોટી ગપ ગણાય હો બેન. વહેમ૦
નિજ તન વહાલું સર્વ મનુષ્યનેરે, દાઝે દિલમાં ખુશિ નવ થાય હો બેન;
પતિવશ નવ થાશે મંત્રો થકીરે, વિનયથી પતિ નિત્યે વશ થાય હો બેન. વહે૦
એવા વહેમ અપાર અખીલમાંરે; ખોટા ગણવા અંતર માંય હો બેન;
લલ્લુની વીનંતી ધ્યાને ધરીરે, સાચો ગણવો જગનો રાય હો બેન. વહેમ૦

## નિતીથી વર્તવા વિષે ગરબી.

"ઓરા આવો શીવશંકર ભોળા" એ રાગ.

બેનો તમે નીતી પ્રીતે પાળો, અંગે થકી અવગુણ સહુ ટાળો;

તો નવ જુવો દહાડો દુઃખ વાળો, એનો તમે નીતી પ્રીતે પાળો.
નીતી થકી લાજ વધે જગમાં, મળે બહુ માન મહાજનમાં;
નીતી થકી દુઃખ ન આવે તનમાં, એનો તમે નીતી પ્રીતે પાળો.
નીતી સમુ સુખ નથી કાંઇ, વિચારી જુવો નિજ ચિત્ત માંહી;
સોભે ભલી નીતીવાળી બાઇ, એનો તમે નીતી પ્રીતે પાળો.
નીતી તણી સાડી અધિક સોભે, જોઈ જન મન અતિશે લોભે;
બીજું પટ એ સમું નહીં સોભે, એનો તમે નીતી પ્રીતે પાળો.
આભૂષણ નીતી તણા ધારો, કદી નહીં ઉરથી તે ઊતારો;
સફળ થશે તેથી આ જનમારો, એનો તમે નીતી પ્રીતે પાળો.
શોભે સહુ નીતી થકી નિત્યે, એથી જન માન દિયે પ્રીત્યે;
વીચારી જુવો એની ચિત્તે, એનો તમે નીતી પ્રીતે પાળો.
અનીતીથી લાજ બધે જાશે, જગે અતી ફટફટ તે થાશે;
પ્રભૂ તેનાપર ખરો ખીજાશે, એનો તમે નીતી પ્રીતે પાળો.
માટે નીતી પાળવી હિત ધારી, કદી નવ મૂકવી વીસારી;
હૈયે હરનિશ ગણવી પ્યારી, એનો તમે નીતી પ્રીતે પાળો.
પ્રભૂ રીઝે રાખ્યાથી નીતી, અથાગ ધરે જનપર પ્રીતી;
સ્થાપે જો હ્રદયે સૂનીતી, એનો તમે નીતી પ્રીતે પાળો.
એવા નીતીથી નીત્ય લાભ મળે, સંસારના તાપ તમામ ટળે;
વિનંતીજો લલ્લુની ચિત્તમાં ધરે, એનો તમે નીતી પ્રીતે પાળો.

## પારકી શેરીયે ગરબા ન ગાવા વિષે ગરબી.

### "અંતકાળે સગું નહીં કોઇનુંરે" એ રાગ.

બેન ગાવા જઇયે ન પરશેરીયે જો, એથી આબરૂ ઓછી થાય; બેન.
ગાય ગોરી મળી પર શેરીયે જો, ભુંડા મરદો જોવાને ભરાય; બેન.
થઈ નિર્લજ ન ફરીયે ફુદડી જો, કરીયે ન મૂખ ઉચ્ચાર; બેન.
લાજ લાગે નહીં જેને લોકની જો, તેનો ધીક સદા અવતાર; બેન.

બહુ વિધે બાળા ગવરાવતી જો, બીજી બાળા ઝીલીને ગાય; બેન.
મરદ ન્યાળે મોઢાં ઉભા રહી જો, ભલે જેઠ કે સસરો થાય; બેન.
ગાય ગોરી ગરબા શ્રૃંગારના જો, જે છેક ઉઘાડા જણાય; બેન.
બાપ ભાઇ તે બેઠા સાંભળે જો, સુણી ગરબા ખુશી દીલ થાય; બેન.
માને માન મોટું ગાવા થકી જો, ગવરાવનારી વખણાય; બેન.
કરે હાસ્ય ઉભા મરદો મળી જો, ગાનારી નઠારી ગણાય; બેન.
લેશ લાજ નહીં ગાતાં ધરે જો, જાણે આવી ગણિકાની જાત; બેન.
સાબાશી નથી ગાવા થકી જો, ગાનારી ગણાય કમજાત; બેન.
નારી નઠારી નીચા કુળની જો, તે તો પરઘેર ગાવા જાય; બેન.
ઉંચા કુળની હશે જે અંગના જો, વાટે ઘાટે ગાતાં શરમાય; બેન.
ગાવું બંધ કરવે હું ખુશી નથી જો, નથી ગાવાની પાડતો નાય; બેન.
ઘેર બેઠાં ભલે સહુ ભામની જો, ગુણવંતીઓ ગરબા ગાય; બેન.
એકાંતે ગાવું ખોટું નથી જો, જ્યાં મરદો એકે ન ભરાય; બેન.
ત્યાં સરવે સાહેલીયો સ્નેહથી જો, મળી માતુની મંગળ ગાય; બેન.
એથી ઓછી થશે નહીં આબરૂ જો, મળે મહન જનોમાં માન; બેન.
સાબાશી તેથી ચોમેરથી જો, મળશે, ન થશે અપમાન; બેન.
ગાવા જઈયે જ્યારે પરશેરીયે જો, ત્યારે આબરૂ ઓછી થાય; બેન.
માત તાતને બટ્ટો લાગશે જો, કુળમાંહી કલંક ગણાય; બેન.
પરશેરીમાં પ્રીતે પ્રેમદા જો, ગાવા ગરબા ન લેવો લાગ; બેન.
લલ્લુ લાયક વિનતી લેખીને જો, પરશેરીમાં મેલવી આગ; બેન.

## ક્રોધ ન કરવા વિષે ગરબી.

### " અચકોમચકો કારેલી " એ રાગ.

શિખ શાણી માનો મારી બેન ક્રોધ કદાચિત્ત કરશોમાં;
જે છે તમને હિતકારી બેન ક્રોધ કદાચિત્ત કરશોમાં;
સાસરીયા મેણાં બોલે બેન (ક્રોધ) નણદી મરમમાં મચકોડે બેન; ક્રો૦

કજિયો ઘરમાં નવ કરિયે બેન (ક્રોધ) શાંતી ચિત્તમાંહી ધરિયે બેન; ક્રો૦
સાસુ હરનિશ સંતાપે બેન (ક્રોધ) દુખ દુષ્ટ બનીને આપે બેન; ક્રો૦
સાસરીયાનું દુખ સહિયે બેન (ક્રોધ) બીજાને તે નવ કહીએ બેન; ક્રો૦
પીયરમાં જયારે જઇયે બેન (ક્રોધ) એ દુખની વાત ન કહીયે બેન; ક્રો૦
કોઇ ઘર શ્રીમંતનું દેખી બેન (ક્રોધ) દીન ઘર પોતાનું લેખી બેન; ક્રો૦
બીજાના જોઇ શણગારો બેન (ક્રોધ) ઘરમાં ટંટો ન વધારો બેન; ક્રો૦
ધાંધલ શણગાર ને સારૂ બેન (ક્રોધ) કરશો તો એજ નઠારૂં બેન; ક્રો૦
પરણ્યા પતીને પજવો ના બેન (ક્રોધ) કજીયો કરીને લજવો ના બેન; ક્રો૦
કમી કંથ કમાણી વાળો બેન (ક્રોધ) તો પણ નવ દેવો ટાળો બેન; ક્રો૦
જે રળીને લાવે સ્વામી બેન (ક્રોધ) ભોગવવું શાંતી પામી બેન; ક્રો૦
પણ ટંટો ન કોદી કરીયે બેન (ક્રોધ) શાણા થઇ સુખમાં ફરીયે બેન; ક્રો૦
જો હોય ન ઘરમાં સારૂં બેન (ક્રોધ) તો પણ ઘર ગણવું પ્યારૂં બેન; ક્રો૦
કજિયો કરી કંથની સાથે બેન (ક્રોધ) છો, દુષ્ટ વચન કહ્યું નાથે બેન; ક્રો૦
સહુ દુખમાં શાંતી રાખો બેન (ક્રોધ) ભુંડુ મુખ વેણ ન ભાખો બેન; ક્રો૦
ઘર કજિયાથી ઘણી નારી બેન (ક્રોધ) બની કૂવે પડે અવિચારી બેન; ક્રો૦
કો જીવંતી ઝહેરજ ખાતી બેન (ક્રોધ) ક્રોધેથી બનીને તાતી બેન; ક્રો૦
એ દુષ્ટ કરમ નવ કરવું બેન (ક્રોધ) શાંતીનું વચન મન ધરવું બેન; ક્રો૦
કદિ આતમ ઘાત ન કરવી બેન (ક્રોધ) શિખ સૂરિ રાજેંદ્ર ધરવી બેન; ક્રો૦
તો દુખ દુનિયાના જાશે બેન (ક્રોધ) લલ્લુ કવિતા કરિ ગાશે બેન; ક્રો૦

## ફટાણા ન બોલવા વિષે ગરબી.

### "દાદાને આંગણ આંબલો" એ રાગ.

બેની ફટાણા ન બોલીયે, લાજ જગતમાં જાયજો;
હાલતાં જનરે હાંસુ કરે, નાત નીચી ગણાયજો. બેની.
તોલ ઘુરત કરે આપણો, બોલ શુણીને કાનજો;
લાજ જશેરે બેની લોકમાં, મળશે અતી અપમાનજો. બેની.

ઉત્તમ વરણમાં આપણે, ભુંડું ભણવું નહીં વેણજો;
ભુંડું ગાણુંરે ભામા જે ભણે, તેને ગણવી દુખ દેણજો. બેની.
કિર્તિને કાળપ કુડી લાગશે, જશ ઝાંખો થઈ જાયજો;
કાળું કલંક લાગે કુળને, એવું વેણુ વદાયજો. બેની.
નારી નઠારી નીચી જાતની, જેનું કુળ હોયે નીચજો;
ભુંડું ભણેરે એવી ભામની, ભરી સભાની બીચજો. બેની.
મરજાદહીણુ થશે માનુની, ભુંડું મુખે ભણનારજો;
સોબત તેની કો કરશે નહીં, સૃષ્ટીમાં નર નારજો. બેની.
તાતને માત તેવી નારના, પુરા પાજી પેખાયજો;
એ મુખ થકી એવું ઉચરે, બીજીથી ન બોલાયજો. બેની.
કાળી નાળીની નથી કોમમાં, બેની આપણે આજજો;
તો કેમ બુરૂ મુખે બોલીયે, લાગે લલીતા લાજજો. બેની.
આપણો ચાલ નથી એહવો, જોતાં નકી જણાયજો;
નારી નઠારી ભુંડું ભાંખશે, નિંદા જન માંહી થાયજો. બેની.
ભાંડ ભવૈયા તણી ભામની, એથી એવું બોલાયજો;
લાજ નહીંરે જેને લોકની, તેતો શાને શરમાયજો. બેની.
ઉત્તમ કુળતણાં આપણે, એથી એવું ન થાયજો;
મરવું ઉત્તમ એવું બોલતાં, મનમાં માનો સદાયજો. બેની.
કુખે કરકશાની અવતરી, મુખે ભુંડું ભણનારજો;
દુખે દુખેરે દધી દુનીયા, સુખે પામે નહીં પારજો. બેની.
ચાખે ચતુરા ચીત્તે ચાતુરી, રાખે રાજેંદ્ર ભાવજો;
લલ્લુ લાયક લલના લહુ, લેશે લાખેણો લાવજો. બેની.

## સાસરે સંપીને રહેવા વિષે ગરબી.

"રામ લક્ષ્મણ વનમાં સીધાવતાં" એ રાગ.

સાસરે સારી રીતથી ચાલવું, એથી લાભ અધિક બેની થાય;

સંકટ સદ્ જાય, સંપી ચાલો સાસરે.
કજિયો કદિ કરવો નહીં કોઇશું, ચાલો સંપીને બેન સદાય;
જેથી સુખ થાય, સંપી ચાલો સાસરે.
સાસૂને શાણી માતા સમી ગણો, એની આજ્ઞા માગો હરનીશ;
નમાવીને શીશ, સંપી ચાલો સાસરે.
સાસુ સાચી માતા જાણો સાસરે, લાવો નહિ તેનાપર કદી રીસ;
રૂઠે જગદીશ, સંપી ચાલો સાસરે.
પ્રાતઃકાળમાં પ્રીતથી ઊઠવું, બોલવું આ રીતે સાસુ સાથ;
જોડીને બે હાથ, સંપી ચાલો સાસરે.
આજ્ઞા આપો જે આપ ઉમંગથી, ચોટાડી સ્નેહે ચીત્તની સાથ;
પ્રીતે પાળુ માત, સંપી ચાલો સાસરે.
સસરાને તો બાપ સમો ગણો, ભુંડું ભણવું નહીં તેને વેણ;
દીસે દુઃખ દેણ, સંપી ચાલો સાસરે.
શાણી આજ્ઞા પાળો સસરાતણી, ઉથાપોમાં તેનું કહ્યું કેણ;
પ્રીતે પાળો વેણ, સંપી ચાલો સાસરે.
નણંદીને બેનો જેવી જાણવી, આણવી એનાપર અતી પ્રીત;
રાખો રૂડી રીત, સંપી ચાલો સાસરે.
ભાઈ જેવા જાણો દેર જેઠને, રાજી રાખો તેને રૂડી રીત;
આજ્ઞા પાળી નિત્ય, સંપી ચાલો સાસરે.
પરણ્યા પતી સાથે પ્રીતી કીજીયે, ખીજીયે ન ધરી ઉર ખાર;
રહીયે ધારી પ્યાર, સંપી ચાલો સાસરે.
આજ્ઞા એનીને નિત્યે અનુસરો, કરો જેમ કહે ભરથાર;
પૂરો ધારી પ્યાર, સંપી ચાલો સાસરે.
સુખ આપો આજ્ઞા પાળી એહને, સાચું સ્વામીનું સગપણસાર;
ઉમ્મરનો આધાર, સંપી ચાલો સાસરે.

પર પુરૂષ સામું નવ પેખવું, લેખો ભરથાર વિણુ ભાઈ બાપ;
લેજો સતી છાપ, સંપી ચાલો સાસરે.
પર પુરૂષની સામું પેખતાં, લાગે પાપ જગતમાં અમાપ;
એવી શાસ્ત્રે છાપ, સંપી ચાલો સાસરે.
પાડોશી સાથે પ્રીતથી વરતવું, તેની સાથે વઢો ન કો વાર;
મળે ફીટકાર, સંપી ચાલો સાસરે.
કોઇનું સારૂ દેખી શોક ના ધરો, ખોટો લોભ કરો ન લગાર;
એમાં નહીં સાર, સંપી ચાલો સાસરે.
ગજા ઊપર ઘરેણું ઘડાવવા, ટંટો કરવો નહીં કોઈ વાર;
ઘર માંહી લગાર, સંપી ચાલો સાસરે.
દેવાની ખાડમાં ન ડુબાવવો, શણુગાર સાટે ભરથાર,
બેની કોઇવાર, સંપી ચાલો સાસરે.
ઘરની વાત બીજે જઇ ના કરો, ઠરો એથી અણુસમજુ અપાર;
ધીઃકારે સંસાર, સંપી ચાલો સાસરે.
પેટ મોટું રાખો પ્યારી બેનીયો, રૂડી કે ભુંડી બેન લગાર;
ન કો' વાત બા'ર, સંપી ચાલો સાસરે.
બની સંતોષી સ્વામી સાથે વસો, ભોગવો જે આપ્યું ભગવાન;
કૃપાને નિધાન, સંપી ચાલો સાસરે.
જેથી રાજ રાજેંદ્રતો રીઝશે, ખીજશે ન ધરી કદી ખાર;
છે મોક્ષનું દ્વાર, સંપી ચાલો સાસરે.
લલીતા શીખ લલ્લુની માનશો, પામશો સુખ સ્વર્ગ સમાન;
રીઝે ભગવાન, સંપી ચાલો સાસરે.

## છાજીયા ન લેવા વિષે ગરબી.

**"શુણુ ચતુર સુજાણુ પરનારીની પ્રીત કણુ નવ કીજીએ" એ રાગ.**

શાણી બેની ચોરે ચૌટે શાને લ્યોછો છાજિયાં,

બધું બંધ કરો લલના ના લલકારો રસ્તે રાજિયાં,
કુટવાથી કાયામાં દુઃખછે, વળિ ચાલ નઠારો નિંદક છે;
પણ મતિ હિનને મન મહાસુખ છે; શાણી બેની.
નવ કૂટી જાણે કો નારી, બીજી હસશે ફુવડ ધારી;
નથી કાંઇ જાણતી લલકારી, શાણી બેની.
સામું થાતાં નથિ આવડતું, સમ અધુરૂં બોલી મુકે પડતુ;
એ બધીયોને મન અણગમતું, શાણી બેની.
મરણે કૂટતી કૂદી કૂદી, હાંસલ વિણ જઇ હૈયા ફુટી;
એનીતો દુનિયાં છે જૂદી, શાણી બેની.
કૂટવું છે પ્યારૂ નિજ મતમાં, બચપણથી પડે એ ખટપટમાં;
એ વરત અને મોળાકતમાં, શાણી બેની.
શાળા કૂટયાની મંડાશે, ચોરે ચૌટે મળી કૂટાશે;
આવડતાં મનમાં મકલાશે, શાણી બેની.
શાળા શામાની વર્ષ દીને, કુટવાને દાખલ શીશ કરે;
થઇ 'ગ્રેજ્યુએટ' ગુમાન ધરે, શાણી બેની.
કો હોંશ ધરી કુટવા જાતી, પછી ડા'પણ વાળી કે'વાતી;
હૈયા ફુટી કુટી છાતી, શાણી બેની.
હળવો પડતાં કર મુખ ઉચરે, નથી લાકડું ભાંગ્યું મરણ ખરે;
હાય હાય કરે ઉંચી ઉછળે, શાણી બેની.
જો કમ કુટે બીજી નારી, કે' પટેલ થઈ કોઈ પડકારી;
ઢરડી કાઢયાની મતી ધારી, શાણી બેની.
કુટવાંથી સ્વર્ગે ન સાંપડતું, ગુજરેલું પાછું નથી વળતું;
માટે બેનો મુકો પડતું, શાણી બેની.
ભીતર જેવું ભેદું ભરશો, તેવું અંતર અંદરથી રડે;
ભાવઇને પાનો કેમ ચડે, શાણી બેની.

કુટનારી છે વિણુ સગપણની, શું દાઝ ધરે એ અંતરની;
આ ઘેલાઇ શીછે ઘરઘરની, શાણી બેની.
કુટયાથી દીલમાં દુખ થાતું, છાતીનું રૂધિર બળી જાતું;
બાળક પય પી દરદી થાતું, શાણી બેની.
છુંદાશે નસ નક્કર મારે, ફરતું રૂધિર અટકે ત્યારે;
મરી જાય અચાનક કોવારે, શાણી બેની.
બળ હિણુ બાળક પય પીતામાં, પણ માતનું સુખ કુટયામાં;
બાળક મરતાં નાની વયમાં, શાણી બેની.
દમ થાય કુટે દમતો નીકળે, જમ ધામ જશે ન વિચાર ધરે;
લલ્લુ છે સત્ય સુખે ઉચરે, શાણી બેની.

## બાળકને ઉછેરવા વિષે ગરબી.

**“ નરસે થયા નંદલાલ રમવા આવોનેરે ” એ રાગ.**

વા’લી બેની ધારો ધ્યાન વિનતી ધારોનેરે.
જો ન ધારો તો નાદાન વિનતી ધારોનેરે. ટેક.
બાળ ઉછેરવાં કેવી રીતે, કેમ પાળી પોષી રાખવાં પ્રીતે;
ચોટાડો કહું તે હું ચીત્તે, વિનતી ધારોનેરે. વાલી.
નિત્ય બાળકને પ્રીતે નવરાવો, ધ્યાન રાખી શૈયામાં સુવારો;
કોપીને નહિ ડવરાવો, વિનતી ધારોનેરે. વાલી.
ચોખ્ખું શરીર હમેશાં રાખો, જેવી તેવી શૈયામાં નવ નાખો;
ભાંડણુ વેણુ ન ભાખો, વિનતી ધારોનેરે. વાલી.
પે’રાવવાં પટકુળ નિત્ય સારાં, સાફ કરો ધોઇ લાગે નઠારાં;
સુખ પામે બાળ બિચારાં, વિનતી ધારોનેરે. વાલી.
હેત હૈયે ધરીને ધવરાવો, ભૂખ્યું થયું એમ મનમાં લાવો;
પણુ એમાં નિયમ બનાવો, વિનતી ધારોનેરે. વાલી.
ખંત ધરી ખવરાવવું ખાવું, પણુ ન એમાંયે નિયમ બા’ર જાવું;

ખત્તરાવતાં ન ખીજાવું, વિનતી ધારોનેરે. વાલી.
હઠ કરે એવી ન ચાલ ચલાવો, માગે જે સારી જણસ તે મંગાવો;
એ રીતે બાળ રીઝાવો, વિનતી ધારોનેરે. વાલી.
જો કદી માગે તે જણસ નઠારી, તો તેને ઠપકાથી રાખવું વારી;
પણ રોવરાવો ન મારી, વિનતી ધારોનેરે. વાલી.
કજીયો કરે એવો બાળનો ધારો, અનુભવી ઉપદેશ આપવો સારો;
પીટયો કદી ન પોકારો, વિનતી ધારોનેરે, વાલી.
મારવાથી બાળ નઠોર થાશે, ઉલટું ધારી ઉર ખેદ ખીજાશે;
રીઝાવતાં ન રીઝાશે, વિનતી ધારોનેરે. વાલી.
મારશે એવુંજ મનમાં તે ધારે, બીક બીજી ન ગણે કોઈ વારે;
કંકાસ કરતાં ન હારે, વિનતી ધારોનેરે. વાલી.
માટે બેની નહીં બાળને મારો, શાંતીથી મનવી સુબોધ દો સારો;
સુખનો તો આવશે આરો, વિનતી ધારોનેરે. વાલી.
ઘરમાં જુઠું કદી વેણ ન ભાખો, દેખી શીખે બાળ એ ઉર રાખો;
બગડે બાળક ભવ આખો, વિનતી ધારોનેરે. વાલી.
બાળકને ટેવ બોલેલું બોલે, પેટનો પડદો બધે જઇ ખોલે;
બોલનો તોલ ન તોલે, વિનતી ધારોનેરે. વાલી.
રમત નીતીની રમે બાળ નિત્યે, ઉપદેશ એવો ઉતારવો ચિત્તે;
ચોંટાડી રાખે એ ચિત્તે, વિનતી ધારોનેરે. વાલી.
બાળક રમત રમે જો નઠારી, તો તેને ધમકીથી રાખવું વારી;
નહિતો હાલત છે અકારી, વિનતી ધારોનેરે. વાલી.
માતાનો ઉપદેશ હોય જો સારો, તો બાળક ઉદ્યોગ ન કરે નઠારો;
સુખમાં કાઢે જનમારો, વિનતી ધારોનેરે. વાલી.
પાઠ નીતીનો અહોનીશ આપો, મન તણો મેલ કળે કરી કાપો;
સુબોધ શાંતિથી સ્થાપો, વિનની ધારોનેરે. વાલી.

ગાળ નઠારી કોને નવ દેવી, નિત્ય શીખામણુ આપવી એવી;
હાજરી હર નીશ લેવી, વિનતી ધારોનેરે. વાલી.
ચોરી ચાડીમાં પાતીક ભારી, ટેવ એવી નવ રાખે નઠારી;
ઉપદેશ દેવો વિચારી, વિનતી ધારોનેરે. વાલી.
ઉઠી સવારમાં દાતણુ કરવું, માત પીત'નું વચન શિર ધરવું;
પછિ નિશાળે પરવરવું, વિનતી ધારોનેરે. વાલી.
નિશાળે જઇને નિતીથી ચાલે, આજ્ઞા ગુરૂની અહો નિશ પાળે;
ઉલટી રીતે ન કો કાળે, વિનતી ધારોનેરે. વાલી.
શિખે નવું નવું સ્નેહ ધરીને, ઘેર આવે ત્યારે પૂછો ફરીને;
તો જાય નહિ વિસરીને, વિનતી ધારોનેરે. વાલી.
નિશાળથી છુટીને ઘેર આવે, રમવાનું જો કદી મનમાં લાવે;
પણ આજ્ઞા માગીને જાવે, વિનતી ધારોનેરે. વાલી.
એવી રીતે બાળને બેની રાખો, તો તેમનો સુધરે ભવ આખો;
લલ્લુ કહે સુખ ચાખો, વિનતી ધારોનેરે વાલી.

## પરઘેર ન જવા વિષે ગરબી.

**સાંભળને તું સજની મોરી રજની કયાં રમીઆવીજી; એ રાગ.**

સાંભળ શાણી પ્રીતજ આણી, વહુ વિવેકની વાણીજી;
પરવરવું નહીં પરઘર કયારે, જુવંતી લેજ્યો જાણી. પરઘર નવ જઈયે.
જો પાટકવા પરઘર જઈયે, આબરૂ ઓછી થાશેજી;
માન ઘટે અપમાન મળે વળી, જશ જનમાંથી જાશે. પરઘર નવ જઈયે.
ખરી ખબર નવ હોય જરી જો, ઘર આ આબરૂદારજી;
તેને ઘર જાવાથી જનમાં, ઘણો મળે ધિ:કાર. પરઘર નવ જઈયે.
ખોટ ખલકમાં કુળને લાગે, એવાને ઘેર વિચરતાંજી;
ખરી ખબર વિણુ પરઘર જાતાં, લલીતા રહેવું ડરતાં. પરઘર નવ જઈયે.
નીચ તણું ઘર હોય તથાપી, ખબર પડે નહીં એનીજી;

શુભ જાણી સંચરીયે સહી પણ, આબરૂ જાશે એની. પરઘર નવ જઇયે.
કુલટા કાળજડાની કપટી, ભોળવીને ભરમાવેજી;
દગો કરી દીલ હરણ કરેને, લાજ નકી લુટાવે. પરઘર નવ જઇયે.
એવાં કામ હજાર બનેલાં, સાંભળવામાં આવેજી;
આબરૂ ઓછી આ અવનીમાં, જરૂર પરઘર જાવે. પરઘર નવ જઇયે.
સારૂ આબરૂદાર વિવેકી, ઘર કદી કોનું ગણાયેજી;
ત્યાં પણ કારણ વિણુ વિચરતાં, જનમાં નિંદા થાયે. પરઘર નવ જઇયે.
કામ બને તે ઘરમાં કરવું, રહીને પતીની સાથેજી;
પરવારીને કામથકી નિજ, પુસ્તક લેવું હાથે. પરઘર નવ જઇયે.
સુબોધ દેવો સહુ શામાને, ધર્મ ખરો ઉર ધારીજી;
પોતા સમ પંડીત બને ત્યમ, શિક્ષા દેવી સારી. પરઘર નવ જઇયે.
એવાં કામ કરો નવરાં થઇ, અન્ય નહીં આચરવુંજી;
ગાવા ગીત પુનમની રાતે, પરઘર નવ પરવરવું. પરઘર નવ જઇયે.
ગીત બીભત્સ તણાં ગાવાને, ઉજાગરો અતી કરવોજી;
આ થકિ આર્ય પ્રજાનો બીજો, ચાલ હિસે શું વરવો! પરઘર નવ જઇયે.
ઘેર બીજાને જઇને ગાવું, શરમ ચિત્ત નહીં ઘરવીજી;
મોળાકત એ વરત તણી જે, દુષ્ટ રીત પરહરવી. પરઘર નવ જઇયે.
વેગ્મી હોય બનેલી બાળા, તેને સમજણ દેવીજી;
સુબોધ સારો દઇને શાણી, કરવી પોતા જેવી. પરઘર નવ જઇયે.
પતી આજ્ઞા વિણુ પરઘર પ્રીતે, જુવંતી નવી જાશોજી;
તો દુનિયામાં દુખીયાં કો દીન, બેન જરા નવ થાશો. પરઘર નવ જઇયે.
પિયર પતી આજ્ઞા વિણુ જાતાં, ઉરમાં અતી અચકાવુંજી;
નમ્રપણે વિનતી કરીને પછી, આજ્ઞા માગી જાવું. પરઘર નવ જઇયે.
રાજ રાજેંદ્રની વાણી વનિતા, આનંદઘન સમ સ્વામીજી;
લલ્લુ લાયક સતી પતી સેવામાં, પરમાનંદ પદ પામી. પરઘર નવ જઇયે.

# વિનય વિષે ગરબી.

## "રાગ ભોજાભગતના ચાબખાનો."

ખરેખરો સુખનો સોધો ઝરો, વિનયનો ચારો બે'ની ચરો. ટેક.
વિશ્વ વિષે સુખ મળે વિનયથી, જાણો નારી નરો;
વિનય વિના જાણો વસુધામાં, પ્રાણીને પામરો. ખરેખરો.
રીસ ન ધારી કોને લડવું, એવું ધ્યાને ધરો;
માન મળે એથી મનુષ્યોમાં, રીત એવી આદરો. ખરેખરો.
કડવું કથન કે'વું નહિં કોને, દ્રઢ નિશ્ચય એ કરો;
લડવું નહીં કો સાથે જગમાં, પક્ષપાત પરહરો. ખરેખરો.
કડવું કથન કદી કોઈ કહેતો, ખેદ ન પામો ખરો;
રીસ હૃદયમાં જરા ન લાવો, ક્ષમા તેની પર ધરો. ખરેખરો.
પાડોશી સાથે કો દહાડો, કલેશ લેશ નવ કરો;
હળી મળી હેતે રો' હરનિશ, સંપ સુજસ સંઘરો. ખરેખરો.
સંપ કુટુંબની સાથે રાખો, માંહે લડી નવ મરો;
કુસંપથી કલ્યાણ ન થાશે, મૂરખ મહિમાં ઠરો. ખરેખરો.
જેમ બને તેમ વિનય ધરિને, થઇ એકઠાં ફરો;
વિનય થકી આ વિશ્વ વિષે છે, ખરો સુખનો ઝરો. ખરેખરો.
પતિ ઊપર અતિ વા'લ ધરીને, ભક્તિ ભાવે કરો;
કદિ કડવાં બે કથન કહે પણ, ઉર ન ધરો ખરખરો, ખરેખરો,
પતિ નાખુશ જે થાય રીતથી, તે રીતિ પરહરો;
વ્હાલ ધરી મીઠાં વચનો વદી, પ્રીતિ સંપાદન કરો. ખરેખરો.
વિનય વિષે ઉત્તમ ગુણ માટે, વધૂ વિનય સંઘરો;
વહાલ ધરી લલ્લુની વિનતી, ધ્યાને બે'નો ધરો. ખરેખરો.

---

# ગુહળી.

" અહો પ્રાણી પૂન્ય ઉદય દશા જાગી રે " એ દેશી.

शाणी शखी आवज्यो आज वेलारे, लेवा राजेंद्र रंगना रेला; टेक.
शखी आदीते आनंद भारीरे, करो खलक दीवानीने खारीरे;
लहो लक्षमां वात विचारी, शाणी शखी आवज्यो आजवेलारे.
शखी शोमे ते सरधा सुधारीरे, वंदो विधिये देव जुहारीरे;
लुटो वेद लुंटारा विडारी, शाणी शखी आवज्यो आजवेलारे.
शखी मंगळे मंगळ गावोरे, भली भक्ती ए भावना लावोरे;
वळी मौकतीक चोक पुरावो, शाणी शखी आवज्यो आजवेलारे
शखी बुधे बुधी बहु लावोरे, सैया समकित सुखडी खावोरे;
ललीता गती पंचमी पावो, शाणी शखी आवज्यो आजवेलारे,
शखी गुरु गीरवा गुण धारीरे, नमो नेहथी सौ नर नारीरे;
मळे मनहर मोक्षनी बारी, शाणी शखी आवज्यो आजवेलारे
शखी शुकरे शोभा छे सारीरे, सेवो सूरि राजेंद्र जीतारीरे;
धोरी धर्म धुरंधर धारी, शाणी शखी आवज्यो आजवेलारे.
शखी शनीवारे सहु आवोरे, अलबेली अमार पलावोरे;
लेवा शीव शजनी शंगलावो शाणीशखी आवज्यो आजवेलारे.
शखी सप्तम वार सोहावेरे, जणे भामनी जे नित्य भावेरे;
राज राजेंद्र पदवी पावे, शाणी शखी आवज्यो आजवेलारे.
शखी लालु ललु मन भावेरे, धोरी धोलेरा धाम सोहावेरे;
नारी नुतन गुहळी गावे, शाणी शखी आवज्यो आजवेलारे.

# ગુણવંતીને ગાવાની ગરબાવળી

## ભાગ બીજો તૈયાર થાયછે. કીંમત એક આનો.

## વાંચવા લાયક પુસ્તકો નીચેને શિરનામેથી મળશે.

### મુનિશ્રી ધનવિજયજી મહારાજ વિરચિત

## "શ્રી ચતુર્થ સ્તુતિ નિર્ણય શંકોદ્ધાર."

આ પુસ્તકની અંદર મતાંતરોને લીધે જે જે પ્રશ્નોનો વાંધો ચાલેછે તે તે પ્રશ્નોનું ઘણીજ મહેનતે સિદ્ધાંતની સાખો આપી પૂરી રીતે નિરાકરણ કરેલું છે, તેથી આ ગ્રંથ સમસ્ત ચતુર્વિધ શ્રીસંઘને ઘણોજ વાંચવા લાયક થયો છે, કાગળ ઇંગ્લીશ ઉંચા કપડાનું પાકું પુંઠું ૮૦૦ થી પણ વધારે પૃષ્ટ અને અઢીશેરથી પણ અધિક વજન છે, તેમ છતાં વેલ્યુપેએબલ બુક પોષ્ટ સાથે કિમ્મત ફક્ત રૂ. ૩—૦—૦ રાખી છે. માટે લાભ લેવાને કોઇ પણ ચુકશો નહીં.

### નવાં પુસ્તકોનો નમુનો.

| | રૂ. આ. પા. | | રૂ. આ. પા. |
|---|---|---|---|
| અફિણસિંહની વારતા. | ૦—૧—૦ | સજ્જન છત્રીશી | ૦—૦—૬ |
| રાણારાજસિંહની વારતા. | ૦—૧—૦ | બાળબોધ બત્રીશી | ૦—૦—૬ |
| કુબેરસેનાગુણકાની વારતા | ૦—૧—૦ | અફીણના અવગુણ | ૦—૦—૬ |
| ગુણવંતી ગરબાવળી | ૦—૧—૦ | નઠારી નારી | ૦—૦—૬ |
| હાથવાજુ રશી ખત્રાની બુક | ૦—૧—૦ | પતીવૃત્તા નારી | ૦—૦—૬ |
| રંગવિનોદ—ગુરૂના ગુણ | ૦—૧—૦ | લોભીના લક્ષણ | ૦—૦—૬ |
| હીરાનો હાર | ૦—૧—૦ | ઉપદેશને અનુભવ | ૦—૦—૬ |
| મોતીની માળા | ૦—૧—૦ | નવપદજીની પૂજા | ૦—૧—૬ |
| સોનાની સાંકળી. | ૦—૧—૦ | જ્ઞાનપંચમી દેવવંદનવિધિ | ૦—૦—૬ |

જથાબંધ લેનારને કમીશન ઘણું સારૂં મળશે.

**શાહ. લલ્લુ વલ્લભ ધોલેરાવાળા મુ. વિરમગામ.**